## બાલકોને ઉપયોગી પુસ્તકો



| | |
|---|---|
| અમારી વાર્તાઓ ... ... ... | ૧—૮—૦ |
| અમારી બીજી વાર્તાઓ ... ... ... | ૦—૮—૦ |
| અમારી ત્રીજી વાર્તાઓ ... ... ... | ૦—૧૨—૦ |
| અમારી પહેલી બીજી અને ત્રીજી વાર્તાઓ ( ત્રણે ભાગ અપટુડેટ સોનેરી પાકા બાઈન્ડીંગ વાળી) ... | ૨—૦—૦ |
| આનંદ ધારા ભા ૧ લો ... ... ... | ૦—૬—૦ |
| [illegible] ... ... ... | ૦—૫—૦ |
| અલીબાબા અને ચાલીસ ચોર ... ... | ૦—૫—૦ |
| સારી સારી વાતો ... ... ... | ૦—૮—૦ |
| સાત સુંદર વાતો ... ... ... | ૦—૮—૦ |



હરેક જાતનાં ગુજરાતી અંગ્રેજી પુસ્તકો ૧૦ ટકાથી લઈને ૫૦ ટકા સુધી કમીશને મળશે. કેટલોક મંગાવી ખાત્રી કરો.

**વર્ધમાન એન્ડ સન્સ.**

પાયધુની, મુંબઈ, નં ૩.

બાલજીવન પુસ્તકમાળા: પુસ્તક: ૪

# અમારી વાર્તાઓ

: : લખનાર : :

સુમતિ નાગરદાસ પટેલ
નાગરદાસ ઇ. પટેલ

: : પ્રકાશક : :

વર્ધમાન ઍન્ડ સન્સ
પાયધુની: મુંબાઈ નં. ૩

આઠ આના

સુધારેલી તથા વધારેલી

: : બીજી આવૃત્તિ : :



વડોદરા રાજ્યના કેળવણીને પુસ્તકાલય ખાતાંઓએ ઇનામ તથા પુસ્તકાલય માટે, મુંબાઇ સરકારના કેળવણી ખાતાએ ઇનામ લાયબ્રેરી માટે, અને ગોંડળ સંસ્થાને પુસ્તકાલયો માટે અમારી વાર્તાઓ

: : મંજુર કરી છે. : :

સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ
પીરમશારોડ : અમદાવાદમાં
મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપ્યું.

અમારી વાર્તાઓ
માં રસ લેનાર
ચિ૦ કમળાને

**અમારી વાર્તાઓ** અમે ૧૯૨૫ ના જાન્યુઆરીમાં બહાર પાડી ત્યારે અમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એની બધી નકલો છ મહિનામાં ખલાસ થશે અને અમારે એનો બીજો સંગ્રહ તૈયાર કરવો પડશે, પણ પ્રભુની કૃપાએ એ વર્ષની આખરે બીજો અને તે પછી ત્રીજો સંગ્રહ પણ સમાજના સુંદર આવકારથી પ્રેરાઇને તૈયાર કર્યો.

ત્રીજો સંગ્રહ પ્રકટ કરતી વખતે અમારી વાર્તાઓને 'વધારાના વાંચનનાં પાઠય પુસ્તકો'ની હારમાળાનો આપણા સાહિત્યમાં અભાવ હોવાથી એવા રૂપમાં પ્રકટ કરવાની ઈચ્છા હતી અને એ રીતે ત્રીજો સંગ્રહ પ્રકટ કર્યો હતો પણ પહેલા અને બીજામાં ઘણા ફેરફાર કરવાના હતા. એ દૃષ્ટિએ આ વખતે ફેરફાર કર્યા છે અને પહેલો અને બીજો સંગ્રહ સાથે બહાર પડે છે.

આ વખતે આ સંગ્રહમાં ઘણા સુધારાવધારા કર્યા છે, કદ વધાર્યું છે છતાં કિંમત વધારી નથી. પ્રાથમીક શાળાઓના પહેલા અને બીજા ધોરણને ઉપયોગી થઇ પડે એવી આ સંગ્રહની રચના, પસંદગી અને ગોઠવણ રાખી છે. શરૂઆતની દસબાર વાતોમાં બીલકુલ જોડાક્ષર નથી એટલે તે બારાખડી શીખેલાં સાદી સમજવાળાં બાળકોને રસદાયક થઇ પડે એમ છે. તે પછી જોડાક્ષર આવે છે. અખતરા દાખલ કેટલીક દોહરા ને ચોપાઇ જેવા સહેલા રાગની કવિતાઓ પણ આપી છે.

અમારી વાર્તાઓના ત્રણ સંગ્રહો કોને કોને ઉપયોગી થશે તેની રૂપરેખા નીચે આપીએ છીએ. જેમને આ હારમાળાનાં પુસ્તકો પોતાના વર્ગ કે શાળામાં ચલાવવાં હોય કે પોતાનાં બાળકોને વાંચવા આપવાં હોય તેમને એ માર્ગદર્શક થઇ પડશે.

**અમારી વાર્તાઓ:** જોડાક્ષર વિનાની ને જોડાક્ષરવાળી નાની નાની બાલવાર્તાઓ: સાતથી નવ વર્ષનાં બાળકો અથવા પહેલા અને બીજા ધોરણ માટે.

**અમારી બીજી વાર્તાઓ:** આપણા સમાજની બાલવાર્તાઓ. આઠથી અગીઆર વર્ષનાં બાળકો અથવા ત્રીજા ધોરણ માટે.

**અમારી ત્રીજી વાર્તાઓ:** દેશદેશની અદ્‌ભુત બનાવોની દંતકથાઓ. દસથી બાર વર્ષના બાળકો અથવા ચોથા ધોરણ માટે.

બીજા બે સંગ્રહની રૂપરેખા હવે પછી.

એ રીતે **અમારી વાર્તાઓની હારમાળાનાં** પુસ્તકો સાતથી ચૌદ વર્ષનાં બાળકોને ઉપયોગી થઇ શકે એવાં થશે. **'બાળપોથી** ભણી **પહેલી ચોપડીની** શરૂઆત વખતે એ શરૂ કરી શકાય એવું ધોરણ રાખેલું છે અને ગુજરાતી છ ધોરણ પુરાં થાય ત્યાં સુધીમાં એ એને પરોક્ષ રીતે બોધ દે, આનંદ આપે, વિનોદ કરાવે, એની કલ્પનાઓ ખીલવે, વાચન સુધારે અને એનામાં સાહિત્ય પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન કરે એવી અમારી ગણતરી છે.

બાળકો વાર્તાનાં પુષ્કળ રસીયાં હોય છે એનો અનુભવ સૌને હશે. સોટી વાપરનાર કરતાં વાર્તા કહેનાર શિક્ષક વધારે પ્રિય થઇ પડે છે ને સારૂં કામ કરી શકે છે. ઘણે ઠેકાણે **શાળાના ટાઇમ ટેબલમાં** વાર્તા કહેવા ને કહેવરાવવાનો વખત રાખેલો હોય છે. એ જરૂરીઆત માટે પણ આ હારમાળા ઉપયોગી નિવડયા સિવાય નહિ રહે.

આ હારમાળાના છેલ્લા બે સંગ્રહો હવે પછી પ્રકટ થશે. એ દરમિઆન **'પરીઓનો પ્રદેશ' 'રતનીયો' 'બાળકોનું સ્વર્ગ'** અને 'Indian Fairy Tales and Focklore' વિગેરે બાલોપયોગી પુસ્તકોના પ્રકાશનની વ્યવસ્થા હાથ ઉપર છે.

**મલાડ** સુમતિ નાગરદાસ પટેલ

૧૫ : ૧ : ૩૦ નાગરદાસ ઈ. પટેલ

# અનુક્રમ

*



*

## કૌમુદી

બ્હેન સુમતિ અને નાગરદાસની અમારી વાર્તાઓ' + + જરૂર ચઢીઆતી છે. એ દંપતીને બાલ માનસનો અભ્યાસ હોય તેમ એમની વાર્તા વર્ણવવાની પદ્ધતિ પરથી કળાય છે.

## ગુજરાતી

રા. પટેલ તથા શ્રીમતિ સુમતિ બહેને + + બાલ સાહિત્યની યત્કિંચિત સેવા કરી છે. બધી વાતો બાલકોનું મનરંજન કરે તેવી સાદી સરલ અને આકર્ષક છે. + + ચિત્રો બાલહૃદયને વધારે રસ અર્પે એ સ્વાભાવિક છે.

## શારદા

આ દંપતિએ બાલજીવનનું રહસ્ય સ્હમજી આ વાર્તાઓ બાલક રૂપે કહી છે એ આ પુસ્તકની ખાસ ખુબી છે. મહા ગુજરાતને આવાં પુસ્તકોની હજી વધારે અપેક્ષા છે. આશા છે કે આ લેખક દંપતિ એ અપેક્ષા પુરી પાડશે.

## બુદ્ધિપ્રકાશ

બન્ને લેખકો સંસ્કારી છે અને પોતાને વાર્તાઓનો ભારે શોખ છે. બાળકોમાં આ પુસ્તક હોંશથી વંચાશે એટલુંજ નહિ પણ ઘણા માબાપોને આ વાર્તાઓનો સંગ્રહ પોતાનાં બાળકોને વાર્તા કહી સંભળાવવામાં મદદગાર થઇ પડશે.

*

અને આવા ઘણાયે અભિપ્રાય અમારી વાર્તાઓના સંગ્રહો માટે મળ્યા છે. ત્રણે સંગ્રહો છુટાછુટા તથા એક સાથે બાંધેલા મળે એવી પણ ગોઠવણ થઇ છે.

| | | | |
|---|---|---|---|
| અમારી વાર્તાઓ | ... | ... | ૦—૮—૦ |
| અમારી બીજી વાર્તાઓ... | | ... | ૦—૮—૦ |
| અમારી ત્રીજી વાર્તાઓ ... | | ... | ૦-૧૨—૦ |

ત્રણે સંગ્રહો સાથે બાંધેલા પાકી સોનેરી સુંદર બાંધણીર—૦—૦

# ખાટી દરાખ

*

એક હતી શિઆળ.

એને ભૂખ લાગી હતી તે એક વાડીમાં ગઈ. વાડી-માં બોર, દાડમ, જામફળ ને દરાખ લચકાલોળ.

શિઆળ વિચાર કરે, બોર તો ખાટાં, દાડમ તો તુરાં, જામફળને કોણ અડે ? મીઠી મીઠી દરાખ સારી. એમ કરીને એતો દરાખને માંડવે ગઈ.

દરાખ પાકી હતી પણ એના ઝુમખા ઉંચે હતા. દરાખ જોઈને શિઆળના મોઢામાં પાણી આવી ગયું.

કેવી મઝાની દરાખ છે ! જરાક ઉંચે છે. પણ લાવને, કૂદીશ તો તોડી લેવાશે.



શિઆળ તો કૂદી, ચાર પાંચ વાર કૂદી પણ પ-હોંચાઇ નહિ.

એણે તો કૂદા કૂદ કરી મૂકી. આમ કૂદે ને તેમ કૂદે.

આખરે એ થાકી ગઇ પણ દરા-ખ હાથ ન આવી.

વળી પાછી એ કૂદી પણ એની મહેનત ફોગટ ગઇ.

છેવટે કંટાળીને કહે : 'જવાદો, દરાખ તો ખાટી-બટ છે. ખાટી દરાખ કોણ ખાય !'

*

# એ વૈયાં તો મેં તૈયાં

*

એક હતો રાજા. તેને એક દિવાન.

દિવાનની ચારે વહુ બોબડી.

રાજાનો હજામ દિવાનની હજામત કરવા ગયેલો. દિવાનની વહુઓએ તેને નખ લેવાની વાત કરી. નખ લેતાં એ જાણી ગયો કે ચારે જણી બોબડી છે.

હજામની જાત જબરી અદકપાંસળી. બીલાડીના પેટમાં ખીર ટકે તો હજામના પેટમાં વાત ટકે. હજામે રાજાજીને વાત કરી.

રાજાજીને પારખુ લેવાનું મન થયું.

દિવાનને બોલાવીને રાજાજી કહે: 'કાલે અમે તમારે ઘેર જમવા આવીશું.'

દિવાન કહે: 'ભલે, બાપુ.'

રાજાજીને કંઇ ના કહેવાય !

જાત જાતની રસોઇ કરવાનું દિવાને ચારે જણીને કહીને સુંદર રસોઇ કરાવી.

ચારેયને તાકીદ આપી કે 'એક અક્ષર પણ કોઇએ બોલવો નહિ. જે બોલશે તેને સખત સજા કરીશ.'

રાજાજી આવીને જમવા બેઠા. ચારે જણી આવીને પીરસી જાય પણ કાંઈ બોલે નહિ. રાજાજી સમજી ગયા કે જાણી જોઇને કોઇ બોલતું નથી.

પછી ધીરે રહીને રાજાજી કહે: 'આ વડીઓ બહુ સરસ થઇ છે. જેણે તળી હોય તેણે સુંદર તળી છે.'

એ સાંભળી જેણે વડીઓ તળી હતી તેનાથી રહે-વાયું નહિ તે બોલી ઉઠી: 'એ વૈયાં તો મેં તૈયાં.'

એ સાંભળી બીજી કહે: 'ના બોવાનું કયુ તુ ને કમ બોયાં ?'

થોડીવારે એક જણી બોલી ઉઠી: 'એ તો બોયાં તો બોયાં પન તમે કમ બોયાં.'

જરાકવાર પછી ચોથી બબડી: 'ના બોવાનું કયુ તુ ને બધાં બોય બોય કરે છે ! હું તો મારે બોઇયે નથી ને ચાઇયે નથી !'

રાજાજીની ખાતરી થઇ ગઇ કે ચારે જણી બોબડી છે.

*

# એ તો હું જાણતી'તી

*

દિવાળી આવી તે સૌ વડીઓ પાપડ કરતાં હતાં. મણિનેય પાપડ કરવાનું મન થયું.

એને આવડે નહિ પણ નથી આવડતું એમ કહેવાનું ના ગમે. પાડોશનાં જમના માશીને એ પૂછે: 'માશીબા, પાપડ શાના થાય ?'

માશીબા કહે: 'અડદના થાય કે મગના થાય. મગની દાળના સારા.'

મણિ કહે: 'એ તો હું જાણતી'તી.'

પછી મગની દાળ દળી ને વળી જમના માશીને પૂછવા ગઈ: 'માશીબા લોટમાં શું શું પડે ?'

માશીબા કહે: 'ધોળાં મરી વાટીને લોટમાં ભેળવવાં.'

મણિ કહે: 'એ તો હું જાણતી'તી. પછી શું કરવું ?'

માશીબા કહે: 'ખારો ને મીઠું બેઉ પાણી રેડીને ઉકાળવાં. ઉકળે એટલે પાણી ગાળી લેવું ને એ પાણી-એ લોટ બાંધવો.'

મણિ કહે: 'એ તો હું જાણતી'તી. પછી—'

'પછી લોટ કચરવો ને વાટા કરવા.'

'એતો હું જાણતી'તી.' કહીને મણિ ગઈ.

ખારો ને મીઠું ઉકાળી પાણી ગાળી લીધું એનાથી લોટ બાંધીને વાટા કરી લીધા.

પછી વળી એ જમના માશીને પૂછવા ગઈ: 'માશીબા, વાટાનું શું કરવું ?'

માશીબાને નવાઈ લાગી કે જાણે છે તો પૂછે છે શું કરવા ? લાવને આવડે છે કે નહિ તેની ખાતરી તો કરૂં. પછી મણિને કહે: 'વાટાને એક રાત પાણીમાં પલાળી મૂકવા.'

મણિ બોલી: 'એતો હું જાણતી'તી.'

અને એણે વાટાને પાણીમાં બોળી દીધા.

બીજે દહાડે પાપડ વણવા બેઠી પણ વાટા તો બગડી ગયા હતા, તે જમના માશી પાસે જઈને વાત કરી કે વાટા આવા કેવા થઈ ગયા ?

જમના માશી કહે: 'બેટા મણિ, તને પાપડ કરતાં આવડતા ન હતા ને મને પૂછતી'તી પણ હું કહું તે

વખતે તું એ તો હું જાણતી'તી એમ કહેતી હતી. પછી ખાતરી કરવા મેં ખોટી રીત કહી છતાં તું સમજી નહિ માટે હવેથી ડાહી હોય તો જે વાત ના આવડે તે ખોટું બોલીને એ તો મને આવડે છે એમ કહીશ નહિ.'

મણિએ તે દહાડાથી કાનની બુટી ઝાલી ને એ તો હું જાણતી'તી કહેવાનું ભૂલી ગઈ.

*

# વાણીયાગત

*

વાણીયા એટલે ડાહીમાના દીકરા.

રાણીની દાસી અને દિવાનની વહુની દાસી એક દહાડો લઢી પડી.

નગરશેઠનો દીકરો તે વખતે તહીં ઉભો હતો. તેણે બેઉની તકરાર સાંભળી.

રાજાજી પાસે ફરીઆદ ગઇ. બેઉ તરફથી નગર-શેઠના દીકરાની સાક્ષી લેવાની ભલામણ થઇ.

શેઠના દીકરાને વિચાર થયો કે ખરી વાત કહીશ તો એક જણુને ખોટું લાગવાનું જ એટલે કાંઇક ગત રમીએ તો ઠીક.

રાજાજીએ એની સાક્ષી લેવા માંડી.

'તમે બેઉ દાસીઓને ઓળખો છો ?'

શેઠનો દીકરો કહે: 'હા, હા, હા, હા.'

રાજા પૂછે: 'એ બેઉ બજારમાં શું કરતી હતી ?'

પેલો કહે: 'લઢી, લઢી, લઢી, લઢી, લઢી.'

રાજા પૂછે: 'કોનો વાંક હતો ?'

એ કહે: 'બેઉ લઢી, લઢી, લઢી.'

રાજાએ એને ગાંડો ધારીને વધારે પૂછવાનું છોડી દીધું.

એની વાણીયાગત ફાવી ગઇ.

*

# સોનીની ચતુરાઈ

*

સોની જબરા હરામખોર ! કહેવાય મહાજન પણ ધોળા દહાડાના ચોર. જરા પણ ચોરી ના કરે તો એમના પેટમાં દુઃખે. સગાં વહાલાંનાં ઘરેણાંમાંથી પણ સોનુ રૂપુ ચોરી લે.

એક વખત બાદશાહને એમની પરીક્ષા લેવાનું મન થઈ ગયું તે સોની મહાજનને બોલાવીને કહે : ‘ તમે મને એક સોનાનો હાથી બનાવી આપો. તમારા પર મજબુત ચોકી પહેરો રહેશે છતાં તમે તમારો કસબ અજમાવજો અને ચોરી કરજો. ચોરી નહિ કરો કે ચોરી કરતાં પકડાશો તો તમને સખત સજા કરીશ.’

બાદશાહનો હુકમ એટલે હા ના થાય જ નહિ. મહાજને ચાર હોશીઆર કારીગરને હાથી બનાવવાની ને બાદશાહને પોતાની ચતુરાઈ બતાવવાની ભલામણ કરી.

સિપાઈઓના સખત પેરા નીચે ચારે જણે કામની શરૂઆત કરી. સવાર સાંજ સિપાઈઓ તેમની જડતી લે ને ઘેર જવા દે. ઘેર જઈને રાતો રાત જેટલુ સોનાના હાથીનું કામ થયુ હોય તેટલું કામ પિતળનો હાથી તૈઆર કરવાને કરે.

એમ કરતાં કરતાં બેઉ હાથી તૈઆર થયા. અને બાદશાહને ચારે જણે જઈને સમજાવી દીધું કે સોનાના હાથીને ઓપ ચઢાવવા તળાવમાં લઈ જવો જોઈએ. બાદશાહે એમ કરવાની રજા આપી. ચારે જણ સિપાઈઓના પેરા હેઠળ હાથીને તળાવમાં લઈ ગયા અને ઓપ ચઢાવવાનું શરૂ કરી દીધું.

હાથીને પાણીમાં ધોવાને બહાને બુડાડી દીધો. પછી તેમણે આગલી રાતે છાનામાના જઈને પિતળના હાથીને તળાવના પાણીમાં રાખેલો હતો તેને બહાર કાઢીને ધોઈ કરી બાદશાહ પાસે લઈ ગયા.

બાદશાહ જાણે કે હવે તો ચોરી થઈ નહિ હોય અને મહાજન ઢીલુ થઈ જશે. હાથી જોઈ એ તો રાજી રાજી થઈ ગયો અને મહાજનને ચોરી કરી છે કે નહિ તે વાત પૂછી.

મહાજન કહે: ‘બાપજી, તમારો હુકમ ન માનવા જેટલું અમારૂં તે કાંઈ ગજુ છે? અમે આખોયે હાથી

પિત્તળનો બનાવેલો છે.'

બાદશાહને નવાઈ લાગી, અને તપાસ કરાવી તો હાથી સોનાને બદલે પિત્તળનો જ હોવાની ખાતરી થઈ.

એણે રીઝીને મહાજનને ઈનામ આપતા પહેલાં હાથી શી રીતે ચોરેલો તે વાત પૂછી લીધી. તે દિવસથી સૌની ખાતરી થઈ કે જે પોતાની ચતુરાઈથી બાદશાહ જેવાને આંજે તે કોને ના ગાંજે ?

*

# ચતુર વહુ

*

બે ભાઈબંધ હતા. તેમણે દુકાન કાઢી. દાણાની દુકાન. રોજ કચરો કાઢે ને પડેલું કે વેરાયલુ હોય તે એકઠું કરી બેઉ જણ સરખે ભાગે વહેંચી લે, ને ઘેર લઈ જાય.

એમાં ઘઉં હોય, ચોખા હોય, દાળ હોય બાજરીયે હોય ને કઠોળ પણ હોય.

એકને ઘેર રોજ રોજ ઘેંશ રંધાય.

બીજાને ઘેર દાળભાત ને રોટલી કે રોટલા થાય.

એકનું નામ અમથાભાઈ ને બીજાનું નામ મણિ-ભાઈ. અમથાભાઈનાં વહુ ભોટ ને મણિભાઈનાં ચાલાક.

એક દહાડો અમથાભાઈ મણિભાઈને ઘેર ગયા. તે વખતે એ જમવા બેઠા હતા. એમને દાળભાત રોટલી જમતા જોઈ અમથાભાઈને વિચાર થયો કે અમે લાવીએ છીએ તો સરખુંજ પણ મારે ઘેર ઘેંશ થાય છે અને

અહીં આવુ સારૂ સારૂ શી રીતે થતું હશે? જરૂર એ દુકાનમાંથી કાંઈક છાનુમાનુ લાવતો હશે.

એ વિચાર કરી એક વખત મણિભાઈને એમણે વાત કરી. મણિભાઈ પૂછે: 'તમારે ઘેર એ કચરાનું શું કરો છો ?'

અમથાભાઈ કહે: 'બીજું તે શું કરે? એક કોઠીમાં ઝાટકીને રાખી મૂકે છે ને દળીને ઘેંસ કરે છે.'

મણિભાઈ કહે: 'એજ ભૂલ છે ને. ચાલો આપણે મારે ઘેર જઈએ, એટલે તમને સંતોષ થાય એવો જવાબ મળી જશે.'

બેઉ જણુ મણિભાઇને ઘેર ગયા. મણિભાઈનાં વહુ પાટલા ઉપર અનાજ નાખી જાતજાતના દાણા વીણતાં હતાં. ઘઉંની, ચોખાની, દાળની ને જૂદાં જૂદાં કઠોળની તેમણે જૂદી જૂદી ઢગલીઓ કરી હતી. તે બતાવીને મણિભાઈ કહે: 'જોયું ને, હવે એ બધું જૂદુ જૂદુ લેશે અને ખપ હશે તેમ એનો ઉપયોગ કરશે.'

અમથાભાઈ કહે: 'હવે મને સમજણ પડી કે અમે કેમ માંદાં ને માંદાં રહીએ છીએ. સોના જેવા અનાજને કથીર કરીને ખાઇએ તે સાજા શાના રહીએ ?'

મણિભાઈ કહે: 'ખરી વાત. તમે આટલુ સમજાવીને તેવડ કરતાં શીખવશો તો સુખી થશો.'

*

# સિંહ અને ઉંદર

*

એક વિકટ વનમાં વડુ વડનું ઝાડ વિશાળ;
ઘેરી ઘટા તેની નીચે સિંહ વસે વિકળાળ.
એક બપોરે તે સૂતો અદકો કરી શિકાર,
ઝટ દઈ ઝોકુ આવતાં ઉંઘી ગયો તે ઠાર.
પાસે ઉંદરના ઘણા વડવઈઓમાં વાસ,
નીકળેલા જુવાનીઆ એવે પાંચ પચાસ.
આમતેમ કુદતા જતા દેખી સૂતો વનરાજ,
તેના શરીર ઉપર ચઢી દોડે બાલસમાજ.
ખલેલ થાતાં ઉંઘમાં જાગી ઉઠી વનરાજ;
યાળ હલાવી ઉંચો કરી પંઝો પકડે આજ.
નાના મુષકકુમારને પછી મારવા જાય,
એવે ઉંદર મુખથકી નીકળી પડી વાચાય.
'માર, માર, વનરાજ ના, નાનો છું પણ તોય,
'મદદ કરીશ કોઈદીતને, જો દુઃખ તુજને હોય.'

આવી દયા દિલમાં જરી હસી વચને વનરાજ
વદે:'વચન તુજ પાળજે જીવતદાન દઉં આજ.'
નમન કરી વનરાજને જાયે મુષકકુમાર,
વચન પાળવા મનવિષે રમે સદાય વિચાર.
એક દિવસ શિકારીની જાળે ફસી વનરાજ,
પાડી બરાડા ધુધવી મૂકે વન ગીરિ સાજ.
મુષકકુમારે સાંભળી સિંહરાજની બૂમ,
ઝડપ નીકળી દોડતો દબાવતો નિજ દૂમ.
આવી ગયો તે ઠાર ને તીણે દાંત તે વાર,
કાતરતો તે દોરડુ સંભાળી ઉપકાર.
ઝટપટ દાંતે કાતરી કટકા કીધા કરોડ,
છૂટો થાતાં ઉઠતો કરીને અંગ મરોડ.
'વચન મુજબ તું ચાલીયો નાના મુષકકુમાર
જીવ સાટે જીવ આપીયો સફળ કરી અવતાર.'
નાનાં બાળક પણ કરે મોટાં સુંદર કામ,
ખંત અને હિંમત વડે જીતે દિલ તમામ.

*

# કાળી તો કવાણી

*

રણમલભા ઉમેટાના આંટાદાર હતા. મુળ ખાધે પીધે સુખી પણ હમણાં હમણાં ચારેક વરસના દુકાળથી આવી રહેલા હતા.

એક દહાડો દાયરામાં ઠાકોર બેઠા હતા અને બે ચાર આજુબાજુના ગામના બારીઆઓ મળવા આવ્યા હતા એટલે 'મારા હમ, ના ભાના હમ, મોટા ભાના હમ. આટલો કહુંબો તો લીયો બાપલીયા.' એમ ચાલતું હતું.

ઠકરાણી ઘરમાં રાંધતાં હતાં, કાળી હાંડીમાં કોદરી મુકી હતી, પણ ભોગજોગે ચાટવો અફળાવાથી તે ભાગી ગઈ એટલે નાનો છોકરો મોકલી ઠાકોરને

ખબર આપી કે 'કાળી તો કવાણી' એ સાંભળી ઠાકોર કહે: 'જા છોકરા, કહેજે કે રાતડીઓ પલાણો.' દાયરામાં બેઠેલા જાણે કે કાળી ઘોડી તોફાન કરે છે એટલે રાતો ઘોડો પલાણવાનું કહે છે.

ઠકરાણીએ ઘડો ચૂલે ચઢાવી કોદરી મૂકી પણ ચાટવો અંદર આવે નહિ એટલે વળી ખબર મોકલી કે 'રાતડીઓ લગામ લેતો નથી.'

ઠાકોર કહે: 'એમાં તે પૂછવાનું શું ? કહે કે કાન ચીબાળો.'

ઠકરાણીએ ઘડાના કાના ભાગી નાંખીને ચાટવો ઘાલી કોદરી કરી.

બધું જાય, કંઈ આબરૂ જવા દેવાય !

*

# ગમશે તહીં બેસશે

*

ભગલા હજામ પર ભગવાનપુરના મહારાજા ખુશ થઈ ગયા; તે કહે: 'માગ, માગ, માગે તે દઉં' ભગલો કહે: 'બાપજી ! રાજી થયા હો તો મને સોના મહોરની થેલી ને વીંટી દો અને હજામડીના દાંત મઢાવીને ચૂડો આપો.' રાજાજીએ બધુંયે દીધું.

બે દહાડા પછી ભગલો તેની વહુને કહે: 'રાજાજી-એ દીધું તે નાત શું જાણે ? આપણે નાત જમાડીશું ?' વહુએ હા કહી અને નાતને નોતરાં દેવાયાં.

જે આવે તેને ભગલાભાઈ, 'આમ બેસો, તેમ બેસો, વધો તે સૌ પોળને પેલે પૂંછડે બેસો' આમ કહેતા જાય ને આંગળી કરી વીંટી બતાવતા જાય.



ભગલાભાઈની વહુ 'ગમશે ત્યાં બેસશે' એમ કહે ને હાથનો ચુડો બતાવે. વળી કહે: 'ઉનાં નથી ટાઢાં નથી રાંધશે કોણ ને ખાશે શું ? હીહીહી ?' એમ કહેતી જાય, હસતી જાય ને મલકાતી મલકાતી દાંત બતાવતી જાય.

નાત જમીયે ખરી ને સૌને ખબર પણ પડી કે ભગલાભાઈ પર રાજાજી ખુશ થયા છે.

ભગલાભાઈની હોંશીઆરી કાંઇ જેવી તેવી છે ? હજામનું નામ આવે કે તરતજ સૌ ભગાભાઇને યાદ કરશેજ.

*

# ભરતામાં ભરાય

*

જમાલમીયાં જમાદાર મારા સાથીદાર હતા. જાત જાતની વાતોની તે જબરી ખાણુ હતા. એક દહાડો મને કહે: 'કાલીયાવાડીમાં કલા કુંભારને ત્યાં મારો ઉતારો હતો. કુંભારણુ બડી ચતુર. બાજરાનો શેર આટો બજારમાંથી લાવી સેવકે તેને બહાદરપુરના બે રોટલા કરવા દીધો.

'બહારને ચૂલે તે રોટલા કરવા બેઠી, ચુલે તાવડી મુકી, કરાંઠાંનો દેતતા સળગાવી ને દાથરામાં લોટ લીધો. મને હુકો ભરી આપેલો તે હું ખાટલા પર બેઠો બેઠો ગગડાવતો હતો. મારી નજર બીજી બાજુ જોઈ કુંભારણે, તેને જરા લોટ વધારે લાગવાથી થોડોક ખોળામાં કાઢી લીધો અને ઘરમાં મુકવા ગઈ. પણ આપણે કાંઈ જઈએ ! એવા છીએ મેં પણ ધીરે રહીને થોડોક લોટ લઈને ખેસે બાંધી લીધો. કુંભારણ પાછી



મને હુકો ભરી આપેલો તે હું ખાટલા પર બેઠો બેઠો ગગડાવતો હતો.

આવી ને જોયું તો તેને જણાયું કે લોટ જરા વધારે લઈ જવાયો. થોડાક લોટના બે રોટલા નાના થાય તો હું બૂમ મારૂં તેથી તે અંદર જઈને પેલો લોટ લઈ આવી અને દાથરાના લોટ સાથે ભેળવી દીધો. પછી મેં ધીરે રહીને ઉઠીને ખેસને છેડે બાંધેલો લોટ છોડીને દાથરીમાં નાખી દીધો. કુંભારણ પૂછેઃ 'આમ કેમ ?' મેં જવાબ દીધોઃ 'એમનું એમ. જતામાંથી જાય અને ભરતામાં ભરાય !'

કુંભરાણ એ સમજી અને હસી પડી.

*

# પણ ચાવે છે કોણ ?

*

નથુ શેઠ અમારા ગામના મોટા માણસ હતા. એમના આખા શરીરમાં પેટ ઘણું મોટું હતું. એમના પેટનો ઘેરાવો મારા જેવા વામનજીની બે વામ જેટલો થતો. મારો નાનો ભાઈ મનુ ઘણીવાર પૂછતો કે એક કીડીને એક વેંત જવાને પાંચ સેકંડ લાગે તો લોકો રેવાજીની કરે છે તેમ અથવા તો કુમારીકાઓ કોડીલો વર વરવાને પીપળાની કરે છે તેવી, નથુ શેઠના પેટની પરકંમા કરવા કીડીને કેટલો વખત લાગે ?

નથુ શેઠ એટલે હાડ માટીનો એક મોટો ડુંગર. બેળે બેળે બે પગે ચાલતું હાથીનું એક બચોલીયું ! એમનું પેટ એટલું તો નીચુ નમી જતું કે એમની ડુંટી ને ઢીચણ, એ બેની વચમાં સુતારી ગજના છ ઈંચનો ફરક રહેતો. અંગ મહેનત કરવાને તેમને અવકાશ ન હતો, એમના બાપ દાદાઓએ એમના વતી

અતિશય અંગ મહેનત કરી કરીને લાખો રૂપીયાની મીલકત તેમના આ લાડકવાયા દીકરા સારૂ મુકી ગયા હતા.

ચંપા શેઠાણી શેઠની ભારે બરદાસ કરતાં. શેઠ ગાદી પર આડે પડખે બેઠા બેઠા હુકમ આપે તેનો તેઓ તરત અમલ કરતાં. શેઠને પથારીમાં સુતા સુતા ઘણી વાર ખાવાનું મન થતું. કોઈ કોઈ વખત તે ગાદી તકીએ આડા થતા અને ચંપા શેઠાણી કોળીઆ દેતાં.

એક વખત શીરો ખાતાં ખાતાં શેઠ સાહેબને બે ચાર વખત ઉંકારા કરતા જોઈને શેઠાણી પૂછે: 'ઉંકારા કેમ કરો છો ? તમને તકલીફ ન પડે એટલા માટે તો હું બધુ તૈયાર કરી મોઢામાં કોળીઆ દઉં છું. ચાવવા-ની મહેનત ન કરવી પડે તેથી શીરો કરૂં છું અને ખાતાં ખાતાં પરસેવો ન થાય તેટલા માટે પંખાથી પવન નાખું છું.'

એ સાંભળી શેઠે તડુકીને જવાબ દીધો: 'તું એટલુ કરે છે પણ બાકીનું કામ મારે કરવું પડે છે ને! તું તો કોળીઆ દઈને આઘી રહે છે પણ ચાવવાનું કામ કોણ કરે છે? એ તો મારેજ કરવું પડે છે ને!'

શેઠાણી ધીરે રહીને કહે: 'હા, એ કામ ભારે તો ઘણુંજ.'

*

# ધોતલીના ધોળ આગળ ગવાશે

*

વાણીયા બડા ચતુર! આંટી ઘુંટી રમી લોકને આંજવાની કળા એમના બાપની. રાતનો ચોર દંડાઈ જાય પણ એ ધોળા દહાડાના નામીચા ચોર લહેર કરે.

અમથાશાના ઘરમાં રાતને વખતે એક ચોર પેઠો. ચકોર વાણીયે વાત જાણી ને ધીરે રહીને ખુણામાં પડેલી ડાંગ ઉપાડીને ચોરને મારી.

કાગડાનું બેસવું ને હાલીયાનું ભાગવું એ હિસાબે ભોગ જોગે એની ડાંગ આબાદ વાગી અને ચોર પડી ગયો. અમથાશા આમ બહાદુર તે પડેલા ચોરને પુરો કરી દીધો.

પછી ચોકીએથી ચોકીઆતને બોલાવી લીધો, અને ચોરને મારવાનો જશ ચોકીઆત ખાટે એમ ગોઠવણ કરી.

બીજે દહાડે વાત દરબારમાં ગઇ અને ચોકીઆતે જાણીતા ચોરને મારી નાખવાથી સૌ રાજી થયા. દરબારે તેને સેલાં પાઘડીનો શિરપાવ દીધો.

અમથાશાને ઘરમાંથી રોજ કહે: ‘જુઓ, તમે શિરપાવનો લાગ જવા દીધો. ચોરને તમે ઠાર કરવા છતાં જશ તો ચોકીઆત લઈ ગયો. દરબારે ઘોતલી તેને દીધી.’

શેઠ કહે: ‘ જો જે તો ખરી, ઘોતલીનાં ધોળ આગળ ગવાશે.’

થોડા દહાડા પછી ચોરના ભાઇએ ચોકીઆતને મારી નાખીને પોતાના ભાઇનું વેર લીધું.

ચોકીઆતની બાયડી મોટી પોકે રડવા લાગી તે જોઇને અમથા શેઠ શેઠાણીને કહે: ‘જોયું ને હવે ઘોતલીનાં ધોળ ગવાય છે તે ! મેં ઘોતલી લેવાનો લોભ કીધો હોત તો આજે તારે ધોળ ગાવાનો વખત આવત.’

એ સાંભળીને શેઠાણી ચૂપ થઈ ગયાં.

*

# કાળી કુતરી મર ગઈ ઓર મેરી ખીચડીમેંસે સવાદ ગયા

*

મીયાં મીઠ્ઠુ રોજ સવારે સાત વાગે ઉઠી કાળી હાંડીમાં ખીચડી ઓરતા. એ ચઢતી એટલે ખાઇને કામે જતા.

જાતે એકલા હતા અને હાડકાંના ભાગલા હતા તેથી ઘરની ઓછી દરકાર રાખતા. તેમણે એક કાળી કુતરી પાળી હતી. ગયે અવતાર તે મીયાંની બીબી હોવી જોઇએ, નહિ તો મીયાં સાહેબની એ એટલી બરદાસ કરત નહિ.



હાંડીમાંની ખીચડી અને ઓઘરાડા રોજ કાળી કુતરી ચાટી જઇને સાફ કરી નાખતી. મીયાં ભાઈ રોજ સાંજે આવી સાફ હાંડી જોઈ તેને કરીમની કરામત માનતા. હાંડી ધોવાની તેમણે બાધા લીધી હતી.

ચાર છ મહીના સુધી એ રીતે નભી ગયું. એવામાં દૈવજોગે કાળી કુતરી મરી ગઈ અને મીયાં સાહેબને ઘેર કરીમની કરામતને બદલે ખુદાનો ખોફ ઉતરી ગયો.

મીયાં મીઠુએ પોતાની ટેવ મુજબ રોજ ખીચડી ઓરવા માંડી પણ કાળી કુતરી વગર હાંડી સાફ થતી નહિ.

ચાર દિવસ થયા એટલે અંદરના ઓઘરાડા સાફ નહિ થવાથી હાંડી ગંધાવા માંડી અને ખીચડી સવાદ બેસવાદ થઈ ગઈ.

સવાદ વગરની ખીચડી ખાતાં ખાતાં મીયાં મીઠુ કહે: ' કેસી કરીમકી કરામત હૈ કે કાળી કુતરી મર ગઇ ઓર મેરી ખીચડીમેંસે સવાદ ગયા !'

*

# આઠ નવાં બોતેર

*

આંક શિખવવાની અનેક રીતોમાં એક રીત ઘણીજ રસિક છે. વાતની વાત ને આંકનું જ્ઞાન. અમારા ગુરુજી તેમાં પાવરધા.

એક રાજાને આઠ રાણી હતી. નવમી પરણવાની તે તૈયારીમાં હતો. આઠમી રાણી તરફથી રાજ બારોટ ને સારૂં મળતું હતું અને તેના પિયર તરફથી પણ ઘણી જમીન જાગીર મળેલી હતી. નવમીનું નાળીએર રાજા લેવાની તૈયારીમાં હતો તે વખતે બારોટ કહે:

એક નવું ને બે નવાં, ચારે કાળો કેર,
બોળે પળીઆં બાપનાં, આઠ નવાં બોતેર

સાત નવી રાણીઓ આવી ગઇ અને આ આઠમી નવી કાં કરો છો ?

આ વાત કરીને શિખવેલું કે 'આઠ નવાં બોતેર' વળી કહે:

'સરખે સરખા સૌ લઢે વીસની સામે વીસ
જો મરણને આગમે તો બે તગડે તેત્રીસ.'

સરખે માથે સૌ લઢે પણ મરણીયા થાય તો બે જણ તેત્રીસને તગડી કાઢે. અને શીખવ્યું કે 'બે તગડે તેત્રીસ.'

*

# કોચીયાદેવ

*

વડાલીમાં હવાલદારનો ભારી ત્રાસ હતો. બીચારા ઢેડ લોક તેનાથી ત્રાહિ ત્રાહિ પોકારતા હતા. મુળ મીયાંભાઇ ને વળી હવાલદારી મળી એટલે શું મણા રહે !

એક દહાડો બહુ જરૂરી કામસર તાલુકાના ગામમાં જવાનું હતું તેથી હવાલદાર સાહેબ પોતેજ કોઈ ઢેડને વેઠે પકડવા ગયા.

હીરકીના વરનો વારો હતો પણ તે બાજરી લણવા ગયો હતો, એટલે હવાલદારે હીરકીને ધમકાવીને વેઠને માટે ઉભી કરી. હીરકીએ સહજ આનાકાની કરી એટલે મીયાં ભાઇએ અબે તબે કહીને ધમકાવી. છોકરાને ઘોડીઆમાં સુવાડીને હીરકી પાડોશીને કહેવા ગઈ કે એ વેઠે ગઈ છે તેની એના વરને આવે તે વખતે ખબર આપે. આંગણામાં તુલસી વાવી હતી એટલે જતાં

જતાં તુલસીને પગે પડી બોલીઃ ‘ તુલસી માતા ! મારા ગગાની સંભાળ લેજો.’

હવાલદાર પૂછે: ‘ઐસા કાયકુ કરતી હય ?’

હીરકી કહે: ‘તુલસીમાને મારા ગગાની સંભાળ રાખવા કહું છું.’

હવાલદાર કહે: ‘ઐસા ! વો કૈસા સમાલને વાલી હય ! ઉસમે કુછ જોર હય કે એ સમાલ સકે !’

એમ કહીને મીયાંભાઇએ તુલસીને ફાંસી નાખીને હાથથી મસળી મચડીને ફેંકી દીધી.

હીરકી તે વખતે તો બોલી નહિ પણ બદલો લેવાની મનમાં ગાંઠ વાળી.

હવાલદાર સાથે તે પોટલું લઇને ચાલવા લાગી. ગાઉ દોઢેક ગયા પછી એક વાડે કોચના ફાફડા અતિશય લટકતા હતા તે જોઇ હીરકી પાલવ પાથરવા અને પગે પડવા લાગી અને બોલી કે ‘ એ મારા કોચીયાદેવ ! મારા ગગાની હંભાર રાખજે ! તેને રડાવશો નહિ.’

મીયાં કહે: ‘અબે ઢેડી ! ઐસા કાયકુ કરતી હય?’

હીરકી કહે: ‘ મારા કોચીયાદેવને ભલામણ કરૂં છું કે મારા ગગાને હંભાળે.’

મીયાં કહે: ‘ કયા દેવ દેવ કરતી હય ! દેખા તેરા દેવ ! ઉસને તો કુછ નહિ કિયા ! ’

એમ કહી મીયાંભાઈ કૌચને અડવા ગયા એટલે હીરકી કહે: 'હવાલદાર સા'બ! એ દેવ બહુ જબરા છે! એમને ના છેડશો.'

મીયાં કહે: 'દેખા તેરા દેવ! આ કુછ નહિ કર સકતા હય!'

એમ કહીને મીયાંભાઈએ કૌચના ફાફડા તોડી લીધા ને બે હાથે જરાક મસળે એટલામાં શરીરે ચળ આવી તેથી જરાક ખજવાળી લીધું. વળી થોડા ફાફડા તોડીને મસળીને નાખી દીધા.

હવે મીયાંભાઈ સપડાયા! જોત જોતામાં એમને ખુબ કૌચ લાગી અને એવી વેદના થવા માંડી કે ના પૂછો વાત! મીયાંભાઈ ઢીલા થઈ ગયા ને હીરકીને કરગરીને કહે: 'અબે ઢેડી! તેરા દેવકુ મનવા લે! આ તો બોત સતાતા હય! મેંને ભુલ કીયા. તેરે પાઉં પડું.'

હીરકી કહે: 'મારા દેવ એમ નહિ મનાય. એ તો તમે મને મારે ઘેર જવા દો મારા ગગાને લેવા દો, ને અમારી તુલસી માને પાંચ શેર ઘી ધરાવો એટલે મનાશે.'

મીયાં કહે: 'વો મેં અબી કરતા હું મગર તેરા દેવ બોત સતાતા હય! તું મેરી મા લગે. તેરા દેવકુ મનવા લે.'

તરતજ મીયાંભાઈ વડાલી પાછા ગયા. વાણીયા

પાસેથી ઘી લીધું ને હીરકી પાસે તુલસી માને ઘી ચઢાવી નાકલીટીઓ તાણી.

ઢેડી કહે: 'એમાંથી થોડું પરસાદીનું ઘી લઈ ડીલે ચોપડો અને પછી છાંણુ શરીરે ઘસીને તળાવમાં જઈ ખુબ ચોળીને નાહી આવો ને તુલસી માને પગે લાગો તો અમારા કૌચીયાદેવ મનાઈ જશે.'

મીયાંભાઇનો એમ કરવા વગર કાંઈ છૂટકો થાય ?

*

# મૂરખ સાથે માથાઝીક

*

'વળે ન તારું વાંદરા કર નહિ ફૂંકાફૂંક,
'ચણોઠી એ, નહિ દેવતા, તજને માથાકૂટ.



' સળગાવી એ
નવ સળગશે

' ટાઢ તમારી
ન એથી જશે.

' અગ્નિની
ચીનગારી સમી

' દીસે ચણોઠી
ન સળગે જરી.'

વનવગડામાં વરસતો મુસળધાર વરસાદ,
ડગડગ દાઢી ડગાવતો વાનર તણો સમાજ.
ઉડાડવા મથતો તે ટાઢ
ફુંકે ચણોઠી પાડે રાઢ;
મુકે લાકડાં ચેતે નહિ
દાઢી તો ડગડગતી રહી.
માળો ઝાડ પરે ઝુકે સુગરી કેરો સાર,
વાનરને દુઃખી જોઇને વદી સુગરી તે ઠાર.
સૂણી વચન સુગરીનાં કાન
જુએ ઉંચું જરી નવ દે ધ્યાન,
વળી ફુંકે વાનર લાકડાં
જાત રહી જીદી માંકડાં.
કહે સુગરી: 'રે વાંદરાં ! છે તમને બે હાથ,
'તોપણ કાં કૂદતા ફરો, બાંધો નહિ ઘર સાથ.
' ટાઢે તે થકી સૌ પીડાવ
' એ આળસનો મળતો લા'વ
' હું સુખીયું મુજ માળા વિષે
' એક ચાંચ પણ બહુ મહેનતે
' ઘર બાંધુ હું તેમ સૌ સહજ કરીને યત્ન;
'બાંધી શકો. દુઃખ સૌ ટળે કરતાં પુરૂષ પ્રયત્ન.'
ચઢી એક વાનરને રીસ
સુણી કાન સુગરીની શીખ;

'ડહાપણુ રાખ ભરી તુજ પાસ
'ખપ તેનો અમને નહિ ખાસ.
'કરે ગુમાન તુજ કામનું લે કરૂં હાલ હવાલ,
એમ કહી કૂદી તોડતો માળો વાનર, ત્યાંય !
લઈ હાથ પીંખી નાખીયો
હૂપ કરી ડાળે કૂદીઓ
સુગરી શુભ ઘરવાળી હતી
તે ઘરવિણુ થઇને ભટકતી
શિખ દેતાં જન મૂર્ખને આખર થાયે હાણુ
શિખ દઈ વાનરને બની ઘરવની સુગરી જાણુ.

*

# પ્રેમજી પરોતનાં પાંચ કુટુંબી

*

પ્રાણશંકર પંડિતજીના પિતરાઈ પ્રેમજી પુરોહિત અમારા ગોર થાય. એક દહાડો પરોતના બાપને મારા દાદા બોલાવતા હોવાથી હું તેમને ઘેર ગયો અને પૂછ્યું: 'ગોર મહારાજ! પાયે લાગું. તમારા બાપા ક્યાં છે?'

ગોર સમજ્યા કે હું ઘોડી લેવા આવ્યો હઈશ એટલે કહે: 'ભાઇ નટુ, ખીંટીએ ચોકડુ છે, જાળવજે નહીં તો લાત મારશે.'

એવામાં એમનાં ડોસીમા આવ્યાં, એમને ધરડેરાં જાણી કહ્યું કે 'માજી! જે શ્રીકૃષ્ણ, સારાં તો છોને?'

માજી કહે: 'બેટા દર્શન કરવાને ગયે ઘણા દહાડા થયા'

એવામાં પરોતની નાની બેન આવી તેને તેમણે પૂછ્યું કે 'બેટા દળી ઉઠી?'

એટલે એ બોલી કે 'એવું કેવું બોલે છે ? દિલ્હી લૂંટી તેમાં તારૂં શું ગયું ? જુઓને નટુભાઈ, બા કેવું ગાંડુ બોલે છે !'

પ્રેમજી પરોતના નાના ભાઈ આવ્યા તેમને મેં કહ્યું: 'કેમ છો ? પરોત, રામરામ.'

પરોત સમજ્યા, કે એમના હાથમાં શું છે તે હું પૂછતો હઈશ એટલે બોલ્યા: 'હેં ! નટુભાઈ ! એતો કાંઈ નહિ રીંગણાં છે.'

પ્રેમજી પરોતના બાપ લાકડી લઈને એવામાં આવ્યા તેમને માથુ નમાવીને મેં કહ્યું: 'ગોર મહારાજ શરીર કેમ ચાલે છે ? બહુ કાઢયાં ? '

એ સમજયા કે શું લઈ આવ્યા એમ હું પૂછતો હઈશ એટલે બોલી ઉઠયા: ' ગગા કપાશીયા છે. જેટડી વીઆઈ તેને સારૂં.'

'ભા સંભાળતા હતા.'

એટલે કહે કે: 'સવા રૂપીએ મણ'

પછી ધાંટો પાડીને મેં કહ્યું: 'તમને મારા દાદા બોલાવે છે.'

ભાગ જોગે તે સમજયા અને કહ્યું 'બપોરે આવીશ.'

જ્યારે જ્યારે ગોરને ઘેર જવાનું થતું ત્યારે ત્યારે આવાં અનેક કૌતુક જોવાનાં મળતાં.

*

## ખાઇને પડયો' તો

*

દોલા પટેલનો ડાહયો જબરો રીસાળ. એક દહાડો તેની ભાભીએ જરાક કાંઈ કહ્યું તે તેનો તોબરો ચઢયો અને રાતને વખતે સાંજનું વાળુ કરી, મોજલપરાવાળા અમથા પટેલના કુવામાં પડયો.

શોધાશોધમાં સાત દહાડા વહી ગયા. ડાહ્યાનું સાસરૂ મોજલપુર. મોજલપુરના કાભઈ પટેલ એના સસરા થાય.

અમથા પટેલની ડાહી કુવે પાણી ભરવા ગઈ એટલે તેનો ઘડો ડાહ્યાએ ઝાલ્યો. ડાહીએ જાણ્યું કે કુવામાં ભુત છે 'તે ઓ મારા બાપ રે !' કરતી તે નાઠીને ઘેર જઇ બાપને વાત કહી.

અમથા પટેલે જઇને કુવામાં તપાસ કરી ડાહ્યાને કહાડયો અને ઘેર લઈ આવ્યા.

ગમે તેવો તોયે જમાઇ! કાભઇ પટેલ તેને ઘેર તેડી ગયા અને પટલાણીએ કંસાર કર્યો.

ડાહ્યાભાઇનો સાળો કહે: ' પટેલ ઉઠોને જમવાનું થયું છે.'

ભારેખમ રહીએ તો સસરામાં ભાર રહે એટલે ડાહ્યો કહે: 'ઉંહુ, નથી જમવું, ભુખ નથી લાગી. '

પેલો કહે: 'પટેલ કુવે પડયે કેટલા દી થયા ?'

' થયા હશે સાતેક'

' અને ભુખ નથી લાગી ?

ડાહ્યાભાઈએ પોતાનું બધુંયે ડહાપણ ખરચીને જવાબ દીધો: ' નારે ! શેની ભુખ લાગે, ? ખાઇને પડયો'તો '

*

## કોણ વટલ્યું ?

*

ચાંપાનેરના ચંદનદાસને ઘેર મહેમાન આવ્યા. શેઠ મહેમાન માટે પુરીઓ કરાવી ને બજારમાંથી કળીના લાડુ આણ્યા.

લીલા શેઠાણીએ પુરી પીરસીને લાડુ આણ્યા. પુરી જરા જાડી જોઇને શેઠ કહે: ' પુરીઓ આજે જાડી થઈ લાગે છે. '

એટલે શેઠાણી બોલ્યાં: 'ઘઉં સારા ન્હોતા તે શું કરૂં ? સારા ઘઉં હોય તો સસલાના કાન જેવી પુરીઓ કરી દઉં. '

મહેમાન મનમાં હસ્યા.



બપોરે શેઠ બહાર ગયા પછી મહેમાનના બીજા ઓળખીતા આવ્યા, અને વાતમાં વાત નીકળતાં કહે: 'અલ્યા તું તો કોળી વટલી વાણીઓ થયો છે તે કેમ ભુલે છે ?'

એટલે મહેમાન કહે: 'અને તમે વાળંદ વટલી વાણીયા થયા છો તે ?'

લીલા શેઠાણી ધીરેથી કહે: 'અને હું વાઘરેણ વટલી વાણીઅણ થઇ છું !'

મહેમાન કહે: 'સસલાના કાન જેવી પુરી' પરથી જ હું તો સમજી ગયો હતો.'

આ બધામાં વટલ્યું કોણ? કોળી, વાળંદ, વાઘરણ કે વાણીયા ?

*

## 'ન્હોય મોઢા, માનું ઘર!'

*

નથુશેઠની નાથીને એની બા પૂડા કરવા બેસાડે. પૂડા કરતી જાય ને ખાતી જાય. એમ કરતાં કરતાં એને એવી ટેવ પડી ગઈ. ગમે તેમ તોય માનું ઘર અને લાડકવાયી દીકરી તેથી, કોઈએ એને ટોકી નહિ.

નાથીને પરણીને સાસરે જવાનું થયું. માએ એને શીખામણ આપી કે 'બેટા, ખાવા કરતાં ખાઇએ નહિ.'

નાથી કહે: 'સારૂં બા.'

એક દહાડો સાસરે નાથીને પૂડા કરવાનો વખત આવ્યો. નાથીનું પૂડા કરતાં કરતાં મોઢું ભભડયું. પણ

માની શિખામણ યાદ આવી તે મોઢામાં ટપલી મારી ને મનમાં બોલી: ‘ ન્હોય મોઢા, માનું ઘર. ’

ફરી પાછું મોઢું ભભડયું એટલે ધીરે રહીને નાથી બોલી: ‘ ન્હોય મોઢા, માનું ઘર ! ’

નાથીના સસરાએ આ સાંભળ્યું. તે એની સાસુને બોલાવીને કહે: ‘ તમે પૂડા કરો ને વહુને ખાવા બેસાડો. એને હજી પડેલી ટેવ કાઢતાં વાર લાગશે. ’

સાસુ પૂડા કરવા બેઠાં ને નાથીને જમવા દીધું.

બધે કાંઈ આવી સાસુઓ નથી હોતી ને આવા સારા સસરાયે નથી હોતા. માટે આપણે તો યાદ રાખવું કે ન્હોય મોઢા, માનું ઘર.

*

# કરમ આડું પાંદડું.

*

રામપુરના મહારાજાને ઘડપણમાં બે બાળક અવતર્યાં, તારા ને પ્રતાપ—ભાઈ ને બહેન. નસીબ જોગે તારાબાઈ વિધવા થઈ.

એક દહાડો તે તેની ભાભીને જરા ફુલાઇને કહે: 'મારે ક્યાં પંચાત છે? અર્ધી જીંદગી તો ગઈ. મારા તરફ કોણ આંગળી ચીંધવાનું છે?'

ભાભી કહે: 'બહેન, એ વાતનાં અભિમાન ન હોય. કરમ આડું પાંદડું.'

તારા નદીએ નહાવા ગઈ હતી, એવામાં ઝાર આવ્યો ને તણાઈ ગઇ. બહુ શોધ કરી પણ તેનું મડદુંયે ન જડયું.

પ્રતાપસિંહે એક વખત યજ્ઞ કરાવ્યો. બ્રાહ્મણોનું એંઠું જ્યાં સુધી રાજાનાં ભાણેજ ખાય નહિ ત્યાં સુધી

ધજા પડે નહિ. પ્રતાપસિંહને ભાણેજજ ન હતાં એટલે ધજા કેમ પડે !

પણ કોણ જાણે કેમ ! ધજા પડી ગઈ. એટલે પ્રતાપસિંહ કહે: 'દિવાનજી તપાસ કરો ! મારે ભાણેજ નથી ને ધજા કેમ પડી !'



દિવાનજીએ જોયું તો બ્રાહ્મણ નો એંઠવાડ વાઘરીનાં છોકરાં ખાતાં હતાં. દિવાને તેમની માને બોલાવી ને વહેમ પડવાથી રાજાજી પાસે લઈ ગયો. રાજાએ બાઈને તેની હકીકત પૂછવા માંડી એટલે બાઇએ રડતાં રડતાં કહ્યું: 'બાપુ ! મને નદીમાંથી એક વાઘરીએ

કાઢી ને મરતાં મરતાં બચાવી. ના છૂટકે અને અજાણ-માં હું વટલાઈ અને વાઘરીનું ઘર માંડવા ફરજ પડી. શું કહું ? હું જ આપની તારા.'

રાજાજીની આંખમાં આંસુ આવ્યાં. પોતાની બહેન માટે તેણે બનતું કર્યું અને તેને સુખી કરી. ખરે કરમ આડું પાંદડું ! કોણ નસીબ જોઇ બેઠું છે !

*

# દુધના દુધમાં ને પાણીના પાણીમાં

*

ભૈયા ગંગાદીનનો દૂધ બડો વેપાર,
છ ટાંક પાણી છોડ દે ગિન લે દમડા બાર.
ચકચકતા દૂધના તામડા
રાખે એ શોભીતા વડા,
પણ દૂધમાં પાણી ભેળવી
લાભ બહુ અદકેરો કરી.
એક દિવસ દૂધ વેચીને લઈ નાણાં ઘર જાય,
નદીમાં ધોવા તામડા દિલ તેનું લલચાય.
પાળ ઉપર મૂકીને દામ
ભૈયો ઘસીને માંજે ઠામ,
ચકચકતાં કરતો તે અતિ
સોના સમ નહિ ઉણાં રતિ.
આવ્યો એવે વાંદરો કરતો હૂપાહૂપ,
લઈ થેલી નાણાં તણી ઝાડ કુદ્યો વનભૂપ.

થેલીનું મોઢું છોડીને
વાનરજી પૈસાને ગણે,
તે પછીથી ફેંકે પાણીમાં
ખુશી થતો તેની વાણીમાં

રડે, કૂદે, માથું કૂટે, ભૈયો ગંગાદીન,
'વાનર બડા હરામ તું દામ લીયા સબ છીન!'

વાનરને તવ થઈ વાચાય
' રે અમથો પોકારે હાય!
'ખરી કમાઈનું એ નહિ ધન
'તો આ શાને કાજ રૂદન!

' દૂધમાં પાણી રેડીને લાભ ઘણેરો કીન
'જળના દીધ જળને, તું લે દૂધના ગંગાદીન.'

*

# સબ સબકી સમાલીઓ

*

ઉત્તર હિંદુસ્તાનમાં પુરબિયાઓની ઠીક વસ્તી છે. મુંબાઈમાં આપણે ઉત્તર હિંદના દરેક જણને ભલે તે બ્રાહ્મણ હોય કે શુદ્ર પણ ભૈયાજ કહીએ છીએ અને તે પણ એમના કેટલાક આબરૂદાર ભાઈઓને ખરાબ લાગી જાય ત્યાં સુધી. 'ભૈયા' એટલે ભાઈ.

કદાવર શરીર, અને હિંમત માટે તેઓ મશહુર છે.

એક વખત રામભરોસા નામના ભૈયાજી મથુરાથી મુંબાઈ આવવા નીકળ્યા. સાથે બીજા દસ બાર ભૈયાઓ પણ હતા. ગુજરાતનું પાયતખ્ત અમદાવાદ જોવાનો તેમનો વિચાર થયો એટલે એક બે દિવસ અમદાવાદ ગાળવાનું નક્કી કર્યું. સાબરમતી નદીના રેતમાં પડાવ નાખ્યો. હવે તેમનામાં એવો રિવાજ છે કે દરેક પોતાના હાથનીજ રસોઈ જમે. એક બીજાના હાથનું રાંધેલું તેમને ખપે નહિ. એ ઉપરથી 'બાર ભૈયાને તેર ચોકા' એ કહેવત પડી ગઈ છે.

સાબરમતીને કિનારે ચુલાઓ સળગાવી ખીચડી ઓરી, સઉ નહાવા પડયા. થોડીવારે રામભરોસાજી બહાર નીકળ્યા પણ તેમનો સ્વભાવ ભૂલકણો તેથી પોતાની હાંડી કઇ તેજ તે ભૂલી ગયા. બીજાની હાંડીને અડે તો ટંટો થાય અને ગોટો વળે એટલે તેઓ વિમાસણમાં પડી ગયા.

અક્કલના તેઓ જરા પુરા હતા એટલે તેમના મગજમાં બુટ્ટો ઉઠયો. તરતજ પાસેથી એક મોટો પત્થર ઉપાડયો અને મોટેથી બોલ્યા કે:

' સબ સબકી સમાલીઓ,
મેં મેરી ફોડતા હું. '



આમ કહીને પત્થર કર્યો ઉંચો, કે તરતજ બધાએ નીકળ્યા બહાર, અને માંડયા પોતપોતાની હાંડીઓને ઉંચકવા. એક પછી એક બધી હાંડીઓ ઉંચકાઇ ગઈ. ફકત એકજ બાકી રહી એટલે ભાઇએ તરતજ પથરો ફેંકી દીધો અને હાંડી પાસે બેસી ખીચડી તપાસતાં તપાસતાં ખડખડાટ હસવા માંડયું. કેમ ના હસે ? સબ સબકી સમાલીઓ ! ખરૂંને !

*

# કાંતો વાઘો વાડીએ કાંતો રાજદ્વાર

*

વાઘજીભાઇને વડાઇની વાતો બહુ ગમે. ભલા ભલા એમની વાતોથી અંજાઈ જાય.

એમની એક એક વાત લાખ લાખ રૂપીયાની. માનો તો માનીજ જાવ કે વાઘજીભાઈ કોઈ વડા અમલદાર હશે. એમનો ઠાઠ પણ ભારે. વડોદરાની વડીપોળમાં એમનું રહેઠાણ હતું. એક વખત એમણે મને કહ્યું, 'ભાઇ આવજો ને, કાંઇ કામ હોય તો.' 'આવશું કોઇ વખત' કહી મેં રજા લીધી.

એક દહાડો મારા એક સગા એમને પૂછતા આવ્યા. અમે એમને રસ્તામાંજ મળી ગયા અને પૂછ્યું કે ' વાઘજીભાઈ, જરા કામ છે. ક્યાં મળશો ? '

' આપણાં ઠેકાણાં બે, કાંતો, વાઘો વાડીએ કાંતો રાજદ્વાર. '

મારા સગા એમની વાતોથી અંજાઇને કહે 'વાહ ! વાઘજીભાઇએ શું સરસ નામ કાઢયું છે ! '

બીજે દહાડે અમે વાઘજીભાઈને વાડીએ મળવા ગયા પણ કઇ વાડી તે પૂછવું ભુલી ગયેલા તેથી આજુ-બાજુ રખડીને તપાસ કરી તો જણાયું કે વાઘજીભાઈ વાડીમાં માળીનું કામ કરતા હતા અને રાજદ્વારમાં કચરો વાળવાનો વ્યવસાય એમને સોંપાયો હતો. મારા સગા તો આ સાંભળીને ફરી ફરીને વાઘજીભાઇની વાણી સંભારતા જાય ને હસતા જાય કે 'વાહરે વાઘજી-ભાઈ ! કાંતો વાધો વાડીએ ને કાંતો રાજદ્વાર ! રંગ છે રે ! વાઘજીભાઇ ! '

*

# આખલા ઉઠામણુ

*

નથુભાઈ નારણુદાસ અમારા ગામમાં પુરાણા કાળ-ના માણુસ હતા. તે રહેતા હતા વીસમી સદીમાં પણ માણુસ સોળમી સદીના.

અમારી પાડોશના નંદશંકર દીક્ષિતનો દીકરો મેટ્રીક ભણીને આવ્યો તેને તેમણે પૂછ્યું કે: ‘ હું પૂછું તેનો તું જવાબ આપે તો ખરો માતરીક ભણ્યો કહેવાય. ’

એમણે પોતાના બે હાથની આંગળીઓ પહોળી કરી પૂછ્યું: ‘ આટલા પૈસાનું આટલા ( બે હાથ પહોળા કર્યા) શેર તો આટલા પૈસાનું (એમ કહીને બે હાથ વધારે પહોળા કર્યા) કેટલા શેર? ’

પણ એ હિસાબ કયા ગણિતમાં આવ્યો હોય તે દીક્ષિત જવાબ દે !

નથુભાઈ હસીને બોલ્યાઃ ‘એટલુંયે ન આવડયું? મારા હાથની દસ આંગળી દેખાડી મેં પૂછયું કે દસ પૈસાનું દસશેર તો દસ પૈસાનું કેટલું? આવો સહેલો હિસાબ ન આવડે ને માતરિક થયો છે!’

બધા ગણિત કરતાં એમનું ગોલાગણિત ચઢે એમ એમનું કહેવું હતું.

અમારા મિત્ર શ્યામશંકર શાસ્ત્રી કાશીએ જઈને ભણી આવ્યા. તેમની પરીક્ષા લેવાનું નથુભાઇને મન થઈ આવ્યું.

અમે બધા ભાગોળે બેઠા હતા અને પીપળાના ઝાડ નીચે એક આખલો બેઠો બેઠો વાગોળતો હતો.

નથુભાઈએ આવીને શ્યામશંકરને પૂછયું: ‘શાસ્તરીજી તમે તો કાશી જઇને પંડિત થઈ આવ્યા પણ હું પૂછું તે ભણ્યા છો? તમે આખલા ઉઠામણનો મંતર ભણી આવ્યા છો? જો આવડતો હોય તો પેલા આખલાને ઉઠાડો જોઈએ?’

શાસ્ત્રીનાં પોથાંમાં એ મંત્રજ ન હતો તે કયાંથી જવાબ દે! છતાંયે તે ઉઠયા અને આખલા પાસે જઈ પાંચ પંદર મંત્ર ભણ્યા પણ એથી કાંઈ આખલો ઉઠે? આખરે તે થાકયા.

‘જુઓ ત્યારે હું ભણાવું’ કહીને નથુભાઈ ઉઠયા અને આખલાના કાનમાં જઇને હરેખડી નાંખી ધુરૂરૂરૂરૂ

ઘુરરરરર કર્યું કે તે ફટ લઇને ઉઠયો. નથુભાઇની લાકડી દેખી તે છાનો માનો ચાલવા મંડયો. નથુભાઈની લાકડીની આખલાને યે એટલી શરમ, બીજો હોય તો શિંગડાનો સ્વાદ જરૂર બતાવે. પણ નથુભાઈ આગળ માતેલો સાંઢ પણ બકરી !

*

# શાક બહુ ભાવ્યું ?

*

પુરણગર બાવાને આજે અમથા પટેલને ઘેર જમવાનું હતું. પટેલના કામમાં બાવાજીએ ખુબ મદદ કરી હતી, તેથી પટલાણી પણ તેમના પર ખુશ હતાં.

પુરણપોળી ને ઘી બહુ આગ્રહ કરીને પીરસાયાં. આખા ગામમાં અંબા પટલાણી જેવી પુરણપોળી કોઈનેય ન આવડે.

બાવાજીએ જમવા માંડયું. અપોષણ ખાઈ રહ્યા ને પુરણપોળી ખાવા માંડી. ભાતભાતનાં શાક હતાં.

તુરીયાનું શાક ચાખી જોયું તો કડવું હતું. બાવાજીએ વિચાર કર્યો કે, 'કડવું છે તો લાવ, પહેલું ખાઈ જાઉં, ને ગળી ચીજો પછી ખાઉં.'

ખાતાં ખાતાં ન બોલવાનો ને પીરસાય તેટલું ખાઈ જવાનો તેમનો નિયમ હતો.

ઘણાને ટેવ હોય છે કે સારૂં સારૂં પછી ખાવાને રાખી મૂકે ને બીજું પહેલું ખાઈ જાય.

બાવાજીએ તુરીયાનું શાક પૂરૂં કર્યું એટલે પટલાણી સમજ્યાં કે બાવાજીને એ શાક બહુ ભાવ્યું ! એટલે પછી પૂછવું જ શું ? ખાસ્સો વાટકો ભરીને શાક પીરસી દીધું !

બાવાજી દિલમાં બળતા જાય ને ખાતા જાય. એમનો વિચાર કડવું પહેલું ખાઈ ગળ્યું પછીથી આનંદે ખાવાનો હતો. શાક પુરૂં થયું કે ફરીથી પીરસાયું.

શાક ખાઈ ખાઇને બાવાજીનું પેટ ભરાઈ ગયું તે બીજું શું ખાય ? પણ ખાધા વગર ચાલે ? જેમ તેમ કરીને બીજું બધું ખાઇ ગયા.

જમીને ઉઠયા ત્યારે પટલાણી પૂછે: 'કેમ મહારાજ, શાક સારૂ થયું હતું ને ? આપને તો બહુ ભાવ્યું ?'

બાવાજી કહે: 'શું ભાવ્યું ? સાવ કડવું કડવું વખ× જેવું હતું !'

પટલાણીનું બિચારીનું મોઢું જોવાજેવું થઇ ગયું.

---

× વખ: ઝેર.

*

# એક કેમ ઘટે ?

*

તીકલો, કાનીયો, લાલકો વિગેરે બાર ઢેડ કાનમ-માં કપાસની મોસમમાં ખૂબ કમાઈ ઘેર જતા હતા. રસ્તામાં મહી નદી આવી.

ઉન્હાળાના દિવસ ને પાર હતો એટલે છાતી સમા પાણીમાં સૌ ઉતરવા મંડયા.

તીકલાની બુદ્ધિ જરા તીક્ષણુ હતી. તે કહે: ‘ અલ્યા આપણે ગણી જોઇએ. વખતે કોક નદીમાં ડૂબ્યો તો ? ’

પાળે ઉભેલા કોઈ પાસે ગણાવ્યા તો બાર જણ થયા. એક પછી એક સૌ નદીમાં ઉતર્યા.

થોડીવારે સામી પાર પહોંચ્યા; એટલે ફરી ગણવા માંડયું. એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ એમ અગીઆર

સુધી ગણ્યા. પણ બારમો ક્યાં ? ફરીથી ગણ્યા પણ અગીઆરના અગીઆર ! એ એક કેમ ઘટે ?

તીકલા પછી કાનીયે ગણ્યા, તોયે અગીઆર, લાલકે ગણ્યા તોયે અગીઆર ! નવાઈની વાત એ હતી કે કોઈ ડૂબ્યો ન હતો. છતાંયે એક કેમ ઘટે ?

ભાણા પટેલનો ડાહ્યો ફરવા આવેલો તેને તીકલો કહે: ' બાપુ ! અમારો અસાબ કરો તો. પારે પડયા તારે બાર અતા ને અમણાં અગ્યાર થ્યા સે ! એ એક ચ્યમ ઘટયો ? '

ડાહ્યો તે ડાહ્યો જ હતો. તેણે બધાંને હારબંધ ઉભા રાખ્યા ને ગારાની પોપડી ઉખેડીને મારવા માંડી.

' આ એક, આ બે, આ ત્રણ ' એમ બાર પોપડી મારીને બાર જણને ગણ્યા.

તીકલા ને કાનીયાના આનંદનો પાર રહ્યો નહિ. તે કહે: ' વાહ ! ડાહ્યા પટેલ ! તમે બરાબર બાર કીધા ! '

ગણનાર પોતાને જ ગણવાનું ભૂલી જતો અને ગભરાયા કરતો. અભણની અગવડોનો તે કાંઈ સુમાર છે ?

*

# એ એલ. એલ. બી. નથી થયો

*

અમારા મિત્ર પ્રાણશંકર પંડિતજીના પાડોશી શ્યામશંકરના દીકરા ચક્રશંકર એલ. એલ. બીની પરીક્ષામાં પાસ થયા હતા, પંડિતજીના તેઓ મોટા ચેલા હતા અને તેમની બુદ્ધિને માટે એમને અતિશય માન હતું. તર્કશાસ્ત્ર તો એમનાજ બાપનું.

એમનાં કાકીશ્રી કાલીકા દેવીએ એક દિવસ એમને તેલ લેવા મોકલ્યા. ઘાંચીને ઘેર આવીને તે ઉભા. ઇસ્માઇલ ઘાંચી વાતોના તડાકા મારતો દૂર ઉભો હતો અને ઘાણીએ બળદ ચક્રાવો ફરતો હતો. એને ગળે બાંધેલો ટોકરો (ઘંટ) રણકી રહ્યો હતો.

ઘાંચી પાસે જઇ તેમણે પૂછયું ' એલા એ આ બળદ કેમ ફરે છે ? '

તેણે કહ્યું ' એમનો એમ. '

વકીલ તરીકે ભાઈને ગામમાં બધા ઓળખતા હતા એટલે તેમના બધા આ સવાલથી ઘાંચીને નવાઇ લાગી. એટલામાં તે બોલી ઉઠયા: ‘ પણ તારા વગર એ શી રીતે ફરી શકે છે ? ’

‘ મેં એને એની ટેવ પાડી છે. ’ ‘ પણ જો એ અટકી જાય તો ? ’

‘ મેં એને ગળે ટોકરો બાંધ્યો છે. એ અટકી જાય તો ટોકરો વાગતો રહી જાય એટલે હું તરતજ હોંકારો કરૂં અથવા તો એની આલ ઓલાદ ધોઈ નાંખું કે તરત તે ચાલવા માંડે ’

‘ પણ એ ઉભો રહીને ડોકું હલાવે તો ? ’

‘ અરે ગગા ! કંઈ ઘેલો થયો ! એ એલ. એલ. બી. નથી થયો. સમજ પડીને ? ’

એ કેમ એલ. એલ. બી. નથી થયો એવું પૂછવાનો એને વિચાર થયો પણ એવામાં ઈસ્માઇલે તેલ તોળીને આપ્યું એટલે એ પૂછવાનું રહી ગયું.

*

# ચકલી ચાતક બાજ

*

'હવે થઈ હદ કંથજી કરોની કૈંક ઉપાય;
'ઘણું સહ્યું નવ આંખથી જોયું જતું જરાય.'
ચકલી ચકલાને કહે કકળી આવા બોલ;
ચિંતાથી ચકચુર છે બેઉ દુઃખે તરબોળ.

ચકલીને આશ્વાસન દઈ,
ચકલો ધીમે બોલે તહીં;
' શોક નહિ ધર તું સુંદરી,
' ઉપાય એનો કરૂં ઝટ ઉડી.

' બચ્ચાં તું સંભાળજે, જોજે નવ ઉડી જાય;
' કરાળ પેલા બાજને પંઝે નવ સપડાય.
' વળતાં વખત વધુ જશે ધરજે હૃદયે ધીર;
' કરૂ ઉપાય જે દુઃખ મટે ધર નવ ધાક લગીર.'



ચકલા ચકલીને
દુઃખ ઘણું.
બાજ એક
પરકેલું ભુંડું;
જીવવા બચ્ચાં
ન જરી દીયે.
જરા ઉડે કે
ઝડપી લીયે.

આજ સુધી સઘળાંયને ગયું દુષ્ટ લઈ બાજ,
જે પર્વત શિખરે રહે, તેહ જોઈને લાગ.
ચાર ઉછેર્યાં બાલુડાં નાજુક સુંદર દેહ,
આખર પણ માબાપને છૂટે ન છોડયો સ્નેહ.

અને વળી એ ચકલાં પડયાં,
બાજ સાથ જાયે નવ લઢયાં;
બળે થતુ નહિ તે કળ થકી,
કરવાને ઇચ્છા મન કરી.

દુઃખની કહાણી સુણાવતો, અતિ દામણો દેહ;
ચકલો ઉડતો તેહને, મળીઓ ચાતક એક.
ચાતકને વરદાન તે, જીવતા લ્હાળા ખાય;
પણ થાયે તેને ન કંઈ, બધાં બીજાં બળી જાય.

તેને ચાતક આશ્વાસતું,
'દુઃખ ટાળીશ ધીરજ ધર તું;'
રાત્રિ થતાં લઈને નિજ સાથ,
ઉપડયા ચાતક જ્યાં રહે બાજ.

લઈ ચાંચમાં સળગતા, લ્હાળા ચાતક સર્વ;
બાળ્યો માર્યો બાજને, ટાળ્યો તેનો ગર્વ.
નબળો પણ શત્રુ કદી, કરવો નવ કરી યાદ;
નાની નવલી વાત આ ચકલાં ચાતક બાજ.

*

# તનુનુ બીલ

*

અમારા શેઠનો તનુ, નાનો દીકરો હતો. ઘણોજ હોશીકાર અને ચાલાક. એક દહાડો તે ઑફિસમાં આવેલો હતો તે વખતે મને પૂછે: ' ભાઈ તમે આ શું કરો છો ? '

મેં જવાબ દીધો: ' બીલ કરૂં છું ' ?

' જોઉં જોઈએ ' એમ કહી તેણે મારા હાથમાંથી બીલ લીધું. સોલીસીટરનું બીલ ! પછી તે કેટલું ભારે હોય, એ પૂછવાનું જ કયાં રહ્યું ? તનુએ વાંચ્યું:

**' આપને મળ્યા, સૂચનાઓ લીધી, સલાહ આપી તથા બેરીસ્ટરનો મત લેવાનું નક્કી કર્યું બે કલાક રૂ. ૩૦-૦-૦**

**' સૂચના તથા બ્રીફનો ખરડો ૨૦ ફોલીઓ* રૂ. ૧૨-૮-૦**

---

* ફોલીઓ : ૭૨ શબ્દ.

**'નકલ કરી રૂ. ૫-૦-૦**

'એમ, તમે આટલા બધા પૈસા લો છો ?'

'હાસ્તો ! મેં કહ્યુ.

'ત્યારે તો હુ પણ હવે એવુ બીલ કરીશ.' આમ કહી તનુએ રજા લીધી. બીજે દિવસે મને ખબર મળી કે તનુએ ઘેર જઈને ઠંડે પેટે એક બીલ કર્યું હતું અને તેનાં માતુશ્રીને આપ્યુ હતું તે નીચે મુજબ હતું.

**'સવારમાં તમારો સંદેશો જનુકાકાને પહોં-ચાડયો પા કલાક. ૦-૪-૦**

**'બજારમાંથી શાક લઇ આવ્યો ૦-૨-૦**

**'શાક સમારીને તૈયાર કર્યું દશ મીનીટ ૦-૩-૦**

**'ડોકટર પાસેથી દવા લઈ આવ્યો, વીસ મીનીટ ૦-૫-૦**

**'બીલ તૈયાર કર્યું ૦-૨-૦.'**

તનુએ સમજાવ્યુ હતું કે બાપુજી જેમ બીલ કરાવે છે, તેમજ મેં પણ કર્યું છે. વેપારી કદીએ બીલ કરવાના પૈસા નથી લેતા પણ સોલીસીટરો તો બીલ તૈયાર કરવાના પૈસા બીલમાં ચઢાવી લે છે.

રાત્રે તનુ મારે ઘેર આવ્યો. મને કહ્યું કે 'નાગરદાસભાઈ, આજે તો જબરી થઈ !'

'કેમ ભાઇ ?' મેં પૂછ્યુ.

'પેલી બીલની વાતસ્તો મેં બીલ કરીને બાને આપ્યું. સાંજે મારા ટેબલ પર એક રૂપીઓ પડયો હતો અને બાજુ પર બીલ પણ હતું.'

'ખરી વાત ? એમણે શાનું બીલ કર્યું હતું ?'

'અરે જુઓને, આ રહ્યું' ;એમ કહી મને એક બીલ તેણે આપ્યું. તેમાં નીચે મુજબ લખાણુ હતું.

**દુઃખ વેઠી નાનેથી મોટો કર્યો. તદન મફત.**

**'નિશાળે બેસાડી ભણાવ્યો. તદન મફત**

**'મંદવાડમાં ચાકરી કરી અને બચાવ્યો. તદન મફત**

**'કપડાંલત્તાં ને ખાવા પીવાનું પુરૂં પાડયું. તદન મફત'**

'જોયુંને ! માજીએ મારી ખોડ ભુલાવી તે ! બધુંયે તદન મફત ! હું કેવો ગધેડો બન્યો કે મેં બીલ કર્યું ! ખરેખર ! માત પિતાના ઉપકાર ભૂલી શકાય એવા હોતાજ નથી.'

હવેજ તનુએ પોતાની ભૂલ જોઈ. તે ખરો માતૃ અને પિતૃભક્ત થયો.

*

# ડાહ્યો કાગડો ને ઘરડો ઘુવડ

*

એક વખતે કાગડાઓ અને ઘુવડ વચ્ચે જબરી લઢાઈ થઈ. તેમાં કાગડાઓ હારી ગયા. ઘુવડ જબરા હરામખોર તે દહાડે એવી અંધારી બખોલોમાં છૂપાઇ રહે કે કાગડાઓ શોધી શોધીને થાકે, પણ એમનો પત્તો ન લાગે, અને રાતે ઝટ બહાર નીકળીને કાગડા-ઓનું નિકંદન કાઢે.

આથી એક વખતે કાગડાઓની મહા સભા ભરાઇ અને તેણે સર્વાનુમતે આ વિષે વિચાર કરવા એક સ-મિતિ નીમી. એ સમિતિએ સઘળો ભાર એક ડાહ્યા ગણાતા કાગ મંત્રીને માથે નાખ્યો.

મંત્રીરાજે વિચાર કરીને સમિતિને શી રીતે કામ લેવું તેની સલાહ આપી અને તે સૌને પસંદ પડી.

બીજે દિવસે બધા કાગ યોદ્ધાઓએ મળીને કાગ મંત્રીનાં પીછાં ખેંચી કાઢીને તેને મરણ તોલ કરી મૂકયો.

ડાહ્યો કાગમંત્રી ધીમે ધીમે ઘુવડોની બખોલ તરફ ગયો, અને દયા આવે એવી રીતે પડી રહ્યો. થોડીવારમાં એક ઘુવડની તેના પર નજર પડી. તેણે બીજાઓને ચઢાવીને કાગડાને મારી નંખાવવાની વાત કરી. ડાહ્યા કાગડાએ કહ્યું: ' ભાઇઓ, જુઓને એક તો હું મરેલા જેવોજ છું. અને મને મારવાથી આપના હાથમાં કાંઇ આવવાનું નથી. હું તો તમારી પાસે કાગડાઓ સામે ફરીઆદ કરવા આવેલો છું, માટે તમારા વડીલની પાસે લઈ જાઓ તો સારૂ. '

પેલા ઘુવડને ગળે આ વાત ઉતરી તેથી તે કાગડાને પોતાના રાજા પાસે લઇ ગયો. રાજાની સાથે કાગડાએ વાત કરી તેથી એ પણ ખુશી થઈ ગયો અને તરતજ ઘુવડોની મહાસભા બોલાવી.

મહાસભામાં કાગમંત્રી પોતાનો પક્ષ બંધાય એ રીતે ભાષણ કરતાં બોલ્યો: ' સાહેબો, હું મારી જાત વાળાઓથી બહુ કંટાળ્યો છું. તેમણે મારી મારીને મને મરવા જેવો કરી નાખેલો છે. એટલે મેં મન સાથે ગાંઠવાળી છે કે જેવી રીતે ચાણકયે નંદવંશનો નાશ કર્યો હતો તેવીજ રીતે કોઈપણ પ્રયત્ને હું કાગવંશનો નાશ કરીશ. તે સિવાય મારા જીવને શાંતિ નહિ થાય. '

આ સાંભળીને કાગમંત્રી માટે ઘુવડોની મહાસભામાં ઘણાને સારી લાગણી થઇ. એનામાં એક ઘરડુ

ઘુવડ જે ઘણા વખતથી દરબારમાં માનીતુ હતું તે ઉભુ થયુ ને બોલવા લાગ્યું: ' ભાઈઓ, તમે બધા આ દુષ્ટ કાગડાની વાણીથી મોહ પામી ગયા લાગો છો પણ વિચાર તો કરો કે જે પોતાની જાતિનો ને ધર્મનો દ્રોહ કરે છે તે આપણો દ્રોહ કેમ નહિ કરે ? એના પર તે શો ઈતબાર રખાય ! મારૂં તો માનવું છે કે આપણે એને મરણને શરણે કરવો તેજ સારૂં છે. તેમ નહિ થાય તો આગળ ઉપર કંઈક માઠું પરિણામ આવશે. '

આ સાંભળીને જુવાન વર્ગ અંદર અંદર કહેવા લાગ્યો કે ' સાઠી બુદ્ધિ નાઠી ' ' કાકાની અક્કલ ગેપ થઇ લાગે છે ' વિગેરે.

ગરમા ગરમ ચર્ચા પછી ડાહ્યા કાગમંત્રીને આ-શરો આપવાનો ઘુવડોની મહાસભાએ ઠરાવ કર્યો.

પછી તો કાગ મંત્રીની સારવાર શરૂ થઇ. સવાર સાંજ સારૂ સારૂ ખાવાનું મળવા લાગ્યું. પંદર વિસ દહાડામાં પીછાં ઠીક થઈ ગયાં. એટલા દહાડામાં તો એ ઘુવડોનાં રહેઠાણુ, રીતભાતને દાવ પેચથી માહિત-ગાર થઈ ઘયો.

અને એક વખત બરાબર લાગ જોઈને એ ઉડી ગયો.

પછી ડાહ્યા કાગ મંત્રીની સરદારી હેઠળ દેશદેશના કાગડાઓ એકઠા થયા. આખુએ વન ગજાવી મૂકયું ને કાગ લશ્કરે ઘુવડો પર ચઢાઈ કરી.

લડાઇમાં ઘુવડોનો જખરો કચ્ચર ઘાણ નીકળી ગયો. કાગ મંત્રી પોતાની હોશીઆરીથી વિજય મેળવી શકયો.

*

# વનરાજ

*

પંચાસરનો મહારાજાધિરાજ જયશિખરી ભુવડ સાથે લડતાં પડયો ત્યારે તેની રાણી રૂપસુંદરી ગુપ્ત વેશે વનમાં રહી હતી અને ત્યાં તેણે એક સુંદર પુત્રને જન્મ આપ્યો હતો. વનમાં જનમ્યાથી તેનું નામ વન-રાજ પાડયું હતું. મોટો થતાં વનરાજ મહા પરાક્રમી નીવડયો. અને પાટણનું રાજ્ય સર કર્યું. ન્હાનપણમાં તેને શક્કરીયાં ખૂબ ભાવતાં અને એક ભીલની વાડીમાં તે ઘણીવાર જતો. પેલો ભીલ પણ સારાં તાજાં શક્ક-રીયાં ખાવા વનરાજને લઈ જતો. વનરાજે પાટણના રાજ્યની લગામ હાથ લીધા પછી પેલા ભીલની સ્ત્રી રોજ તેને વનરાજ પાસે સારાં શક્કરીયાં લઇને ભેટ આપવા જવાની વાત કરે પણ પેલો ભીલ ના પાડે.

ભકતરાજ સુદામાને જેમ તેમનાં પત્નીના દબાણને લીધે શ્રીકૃષ્ણ ભગવાન પાસે દ્વારિકામાં જવું પડયું

હતું તેમ આ ભીલને પણ રોજની ટોકણીને લીધે સારાં સારાં શક્કરીયાં લઈ પાટણ ગયા સિવાય ન ચાલ્યું. રસ્તામાં તેને ભૂખ લાગવાથી તે ઘણાં ખરાં શક્કરીઆં ખાઈ ગયો. જ્યારે પાટણ પહોંચ્યો ત્યારે તેની પાસે એક સારૂં શક્કરીયું રહ્યું. જ્યાં થઈને વનરાજના દરબારગૃહમાં જવાતું હતું ત્યાં એક બાજુ તે ઉભો રહ્યો, અને જ્યારે વનરાજ આવ્યો ત્યારે નમીને પેલું શક્કરીઉં ભેટ આપ્યું. વનરાજે તેને ઓળખ્યો અને પોતાની સાથે સભામાં લીધો તેમજ શક્કરીયું લઈને પોતાના પ્રધાન ચાંપાશેઠને આપ્યું અને તેને રત્ન ભંડારમાં એક રત્ન સમાન ગણીને રાખવાં કહ્યું. તથા પેલા ભીલનેએક હજાર મહોર આપવા હુકમ આપ્યો. તરતજ તેનો અમલ થયો અને ભીલ મહોરો લઈને ચાલતો થયો. આ જોઈ એક હજુરીઆએ કાઠીઆવાડી સુંદર ઘોડી ભેટ આપી. તેના દિલમાં એમ હતું કે રાજાએ જ્યારે એક ગામડિયાના શક્કરીઆની કિંમત એક હજાર મહોર આપી ત્યારે મારી ઘોડીનું કોણ જાણે શું આપશે !

રાજા આ દિલમાં સમજ્યો. તેણે ચાંપાશેઠને બોલાવીને કાનમાં કાંઈક કહ્યું. થોડા વખતમાં ચાંપાશેઠ મખમલથી વીંટીને કંઈક લઈ આવ્યાં અને પેલા હજુ-

રીઆને આપ્યું. હજુરીઓ સમજ્યો કે મને એકાદ સુંદર રત્ન આપ્યું હશે.

થોડીવાર પછી તેણે કેવું રત્ન છે તે જોવા લપેટેલું મખમલ ખસેડયું તો શક્કરીયું જ જણાયું. આથી તેણે ધીમે રહીને કહ્યું કે ' સરકાર મારી આટલીજ કદર કરે છે ! ' આનો તેને જવાબ આપવામાં આવ્યો કે ' એ ઘણીજ કીંમતી ચીજ છે કારણ કે તેની એક હજાર મહોર જેટલી કિંમત આપી છે ! '

*

# રણુમલભા અને રસિકભારતી

*

રણુમલભા હતા કાઠિઆવાડના એક નાના સરખા રાજ્યના ઠાકોર. તેમનો દાયરો સદાયે ભરપુર રહેતો.

એક વખત કોઈ ભયંકર આરોપ સર રસિકભારતી નામના પંડિતને ઠાકોરે કેદમાં નાખવાનો હુકમ આપ્યો. તેનો અમલ તરતજ કરવામાં આવ્યો.

કેટલાક વખતબાદ પાસેના રાજ તરફથી એક ઉમદા કાઠી ઘોડી ભેટ તરીકે આવી. સૌએ તેને વખાણી પણુ ઠાકોરને સંતોષ ન થયો એટલે એનો સારામાં સારો પરીક્ષક કોણુ હશે એમ પૂછતાં ઘણા માણુસોએ પંડિતનું નામ આપ્યું. કેદમાંથી તરતજ પંડિતને મંગાવીને ઠાકોરે ઘોડી બાબત તેનો અભિપ્રાય માગ્યો.

પંડિતે ઘોડી જોઈને અભિપ્રાય આપ્યો કે ‘ ઘોડી સર્વ રીતે સારી છે પણુ તેને ગધેડીનું દૂધ ધાવણુ તરીકે આપવામાં આવ્યું છે એટલે, તેની જાતમાં જરા ફેર પડયો છે. ’

ઠાકોરને ઘણીજ નવાઈ લાગી. તેમણે તપાસ કરાવી તો ઘોડી જ્યારે વછેરી હતી ત્યારે તેની મા મરી જવાથી અને બીજું દૂધ એને પચ્યુ નહિ હોવાથી, ગધેડીનું દૂધ આપવામાં આવેલું. આથી પંડિત ઉપર

ઠાકોર ઘણાજ ખુશ થઇ ગયા અને તેને રોજ એક શેર જલેબી આપવાનો હુકમ કર્યો.

ઠાકોર એક વખત પોતાનો ખજાનો તપાસતા હતા તેવામાં એમને હીરાની પરીક્ષા કરવાનો અને કયો હીરો વધારે મુલ્યવાન હશે તે જોવાનો વિચાર થયો એટલે પંડિતને ત્યાં બોલાવી મંગાવ્યો, અને તેની પાસે હીરાઓ મુકી તે સૌમાં વધુ મુલ્યવાન હીરો શોધી કાઢવાનું કહ્યું. પંડિતે હીરાને જોઇને પૂછ્યું: 'ઠાકોર સાહેબ ! આપ કયો હીરો વધુ કિમતી ગણો છો ?

ઠાકોરે એક સુંદર હીરો ઉંચકયો અને પંડિત હાથમાં મુકયો. તેણે કહ્યું કે 'આમાં એક જીવતું પતંગીયું છે.' રાજાને ઘણી નવાઈ લાગી એટલે તેણે તરતજ એ હીરો તોડાવ્યો તો તેમાંથી પતંગીયું નીકળ્યું.

ઠાકોર એ જોઇને ખુશખુશ થઈ ગયા અને પંડિતને રોજ અર્ધો શેર ખાજાં આપવાનો હુકમ કર્યો.

પોતે કોનો પુત્ર હશે એ જાણવાનો વિચાર એક વખત ઠાકોરને થઈ આવ્યો કારણ કે તેના સાંભળવામાં એક ઠકરાતના રણુવાસમાં ગોટાળા આવ્યા હતા. આ વિચાર કોને કહેવો અને ખરો જવાબ કોણ આપે એ વિષે વિચાર કરતાં પેલો પંડિત યાદ આવ્યો. ઠાકોરે તેને બોલાવીને આ વિચિત્ર પ્રશ્ન પૂછયો. ગુસ્સે ન થાય તો

તેનો જવાબ આપવાનું તેણે કહ્યું. ઠાકોર વચન આપવાથી પંડિતે કહ્યું કે તે કંદોઇનો પુત્ર હતો.

બરાબર તપાસ કરતાં પોતે કંદોઇનો પુત્ર હતો એ વાત ખરી ઠરી.

નવાઇ પામી ઠાકોરે પંડિતને ખાનગીમાં પુછ્યું કે આ બધી વાત એણે કેવી રીતે જાણી ?

પંડિતે કહ્યુ ' બાપુ ! ઘોડીના કાનની ટીશી ગધેડાના જેવી હતી તેથી એને ગધેડીનું ધાવણ આપવામાં આવેલું એ મેં જાણ્યું. હીરો ગરમ હતો એટલે તેમાં જીવતું પતંગીયું હોવું જોઈએ એમ માન્યું. '

ઠાકોરે કહ્યુ: ' એ તો ઠીક પણ મારી વાત શી રીતે જાણી ? '

પંડિતે જવાબ દીધો ' જ્યારે આપને ઘોડીની વાત મેં કહી ત્યારે મને એક શેર જલેબી દરરોજ આપવાનો હુકમ આપ્યો ત્યારથીજ હું સમજી ગયો હતો કે આપ કંદોઈના પુત્ર હોવા જોઈએ. '

ઠાકોરે આ ખુલાસાથી પંડિતની ઘણી પ્રશંશા કરી અને એક ગામ ઈનામમાં આપી પોતાનું કારભારૂં દીધું.

*

# અક્કલનો ઉપયોગ

*

'વળ પાછો રે મુરખા ! નહિ જવાનો લાગ'
'તુ પાછો વળ ડાહ્યલા ! જીવ લઇને ભાગ !'
નીચે ખળખળ જળ વહે પડીયુ આડુ ઝાડ;
સામસામી વચ્ચે મળી ઘેટાં માંડે રાડ.

બેઉ બરાબર જક્કી ઘણાં
લઢવાને તત્પર નહિ મણા,
ગાળાગાળી કરી આથડયાં
લઢતાં લપસી જળમાં પડયાં.

ગયાં તણાઈ પાણીમાં, થયાં ઘણાં હેરાન
ડબૂક ડૂબકાં ખાઇને તર્ત ગુમાવ્યા પ્રાણ
આડ ઝાડ વહેળા તણે મળીયાં વળતે દિન
બે ઘેટાં વળી એ રીતે જેહ સ્વભાવે દીન.

કરે વિચાર નથી કૈં લાગ
'પાછા ફરવાનો નવ માગ!'
એક કહે ' બેસુ છું હું
'મને ટપી ચાલ્યું જા તું.'

'ભલે, વળી મળીશું ફરી તો હું બેસી જઈશ;
'તું ત્યારે ટપીને જજે' કહે બીજુ સુણી શીખ.
બેઠું એક, બીજુ ટપ્યુ, ગયાં બેઉ નિજ સ્થાન;
અક્કલના ઉપયોગથી થયાં ન જરી હેરાન.

જરી જરીમાં જે નવ લઢે
જોઈ વિચારી કામજ કરે;
કાઢે રસ્તો, રાખે માન
થાય ન તે જરીયે હેરાન.

*

# સુમતિ નાગરદાસ પટેલ
# અને: નાગરદાસ ઇ. પટેલ
## નાં બાલ સાહિત્યનાં પુસ્તકો

*

**અમારી બીજી વાર્તાઓ**

આ પુસ્તકનો બીજો ભાગ. ચૌદ સુંદર
બાલ વાર્તાઓ અનેક ચિત્રો સાથે ૦—૮—૦

**અમારી ત્રીજી વાર્તાઓ**

મનમોહક ચિત્રો સાથેનો સુંદર વાર્તા સંગ્રહ ૦—૧૨—૦

**અમારી વાર્તાઓ: પહેલી: બીજી અને ત્રીજી**

ત્રણે સંગ્રહો એક સાથે ઘણીજ ઉંચી
સોનેરી વેલ બુટાની બાંધણી ૨—૦—૦

## હવે પછી.

**રતનીયો**

બાલસાહિત્યમાં અનોખી ભાત પાડતી
એક વાંદરાનાં પરાક્રમોની રસ ઝરતી વાર્તા

**પરીઓનો પ્રદેશ**

બાળકો હોંશે હોંશે વાંચે ને વખાણે એવી
પરી કથાઓ ફક્કડ ફક્કડ ચિત્રો સાથે

**બાળકોનું સ્વર્ગ**

સૂરજદાદા, ચાંદામામા, પૃથ્વીમાતા
અને ગૃહોને લગતી વિજ્ઞાન વાર્તાઓ.
બાળકો પચાવે એવી રીતે અનેક ચિત્રો સાથે

**Indian Fairy Tales & Focklore**

a collection of Fairy Tales &
Focklore with most suitable
pictures

*